

# મુંબઈનાં ભયંકર કારસ્તાન

## ને સટોડીઆની આત્મકથા

હું દેશ છોડી આવીયો, કમાવા મુંબઈ ગામમાં
મારકીટમાં નોકર રહ્યો, ઉઘરાણી કેરા કામમાં
રૂપીઆ હજારો શેઠના, ઉઘરાણીમાંથી લાવતો;
શુદ્ધ દાનતે કરી નોકરી, મુજ શેઠને મન ભાવતો.
પણ પૂર્વના કોઈ પાપથી, સટ્ટાને પંથે હું ચડયો
"ચોકી" કેરી મ્હોકાણમાં, પાસો ઉંધો મારો પડયો;
જે હતું મુજ પાસ સઘળું, તે બધું હારી ગયો
મુંબઈના કારસ્તાનથી, ચોખ્ખો મવાલી થઈ રહ્યો.
શનીદેવતા પાછળ પડ્યા, કે નવ ગ્રહો સૌએ નડ્યા
મુજ કર્મની કઠણાઈથી, પાસા સીધા કંઈ ના પડ્યા;
સટ્ટે કર્યો ભીખ માંગતો, એ સાફ દીલની વાત છે
"ચોકા" કેરી મ્હોકાણનું, આ જીવન મુજ વૃત્તાંત છે

આવૃતિ ૧ લી પ્રત ૩૦૧૦ સન ૧૯૨૩

પ્રયોજક તથા પ્રકાશક—ઠા. મોહનલાલ વિઠુલદાસ,
C/o સુંદરજી વશરામ, ગીરગામ બેક રોડ,
જુની પોસ્ટ ઑફીસ પાસે, મુંબઇ, ૪

કીંમત ચાર આના.





A 3601—Lakshmi Art. Bombay, 8

# હિંદુસ્થાનમાં શું બનતું નથી?

## બધું બને છે, ત્યારે શા માટે નિરાશ થાઓ છો?





અમારે ત્યાં સોડા વોટર બનાવવાના, એક, બે, તથા ત્રણબાટલીના મશીનો જેવા માંગશો, તેવા મળશે, વાદ રાખજો કે આ મશીનનો સામાન સરદાર, અથવા બીજા કોઇપણ મશીનને લાગુ પડે છે,

**બીલકુલ કડાકુટ નથી**

એક માણુસ સહેલાઇથી ઉંચકી શકે, તથા નાનું બચ્ચું પણ દરેક કામ સમજી શકે છે. વળી "**સોંઘું ભાડું સિદ્ધપુરની યાત્રા**" "**થોડે પૈસે બહોળો લાભ**" અમારા મશીનો રાજકોટ, ગોંડળ, જામનગર, જુનાગઢ, ધોરાજી, બીલખા, મહુવા, રાણાવાવ, દીલ્હી, બેંગલોર, મસુરી, તથા હિંદુસ્થાનના દરેક શહેરમાં અત્યારે ચાલુ છે.

સોડાવોટરને લગતો દરેક જાતનો સામાન જથાબંધ તથા છુટક મળશે.

**વધારે હકીકત જાણવા માટે પ્રાઇસલીસ્ટ મંગાવો.**

**એન. એસ. ટ્રસ્ટવર્ધીની કુંપની,**

રામચંદ્ર બીલ્ડીંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨



श्री शारदायै नमः

# મુંબઇમાં ભયંકર કારસ્તાન.

આજ કાલના ઇશ્કી લાલા, મુંબઇમાં બહુ આવે છે,
અહીં આવીને કુડકપટથી, જીવનના દી ગાળે છે,
બાલ કપાવી, મૂછ મુંડાવે, માથે સેંથા પાડે છે,
ખીસા ખાલી ભપકા ભારી, પોલમપોલ ચલાવે છે;
ખોટું બોલે, ખોટું ચાલે, ખોટા ડાડ બતાવે છે,
ઉપરકી તો અચ્છીઅચ્છી, ભીતરકી રામ જાણે છે;
સોનેરી ટોળીના શખ્સો, ત્રાસ બહુ ફેલાવે છે,
ખીસા કાતરનારા સઘળા, જાળ અહીં અજમાવે છે,
દગા, ફટકો કાવા દાવા, લુચ્ચાનો અહીંઆં નહિપાર;
ચોરી, જારી, મારામારી, મુંબઇ થાયે અપરમપાર,
ધંધાનો મુંબઇ નહિ તોટો, જેને જેવાં કરવાં કામ,
બગલા સરખા સફેદીઆઓ, મુંબઇને કરતા બદનામ;
હરામી રસ્તે ધન કમાવા, લુચ્ચાઓ બહુ આવે છે,
લાલચમાં લપટાવી મારી, ભોળા જન ભરમાવે છે;
મુંબઇના સૌ ભેદભરમની, વાંચો આ બુકમાં સૌવાત,
સંભાળીને ડગલું ભરજો, નહિતર કો દીન થાશે ઘાત.

# હું મુંબઈ કેમ આવ્યો?

હું કાઠીઆવાડમાં આવેલા ગીર ગામડાનો રહીશ છું; સાત ગુજરાતી તથા પાંચ ઇંગ્લીશ મળી કુલ બાર ચોપડી મેં ફાડી નાખી છે, મારી ઉમ્મર ચોવીશ વર્ષની છે. પીડી ચોળી વરરાજા થવાનો હજુ સુધી મેં લ્હાવો લીધો નથી. જન્મ આપનાર માતાપિતા બંને હજુ સુધી સહીસલામત છે. સ્કુલમાંથી છુટયે હજુ મને છ માસ પુરા થયા ન હોતા; એ સમયે મારા મનમાં રોજ એજ વિચાર ઘોળાયા કરતો હતો કે હવે મારે કઇ લાઇન લેવી? માસ્તર થવું? પરદેશ જવું? કે દેશમાં ધંધો કરવો? હું દીવા જેવું સમજતો હતોકે હવે મારે મારા પિતાશ્રી પરથી ઘર સંસારનો બોજો ઉઠાવી લેવો જોઇએ, પણ કરવું શું? હું ઈંગ્લીશ ભણેલો હોવાથી ગામડીઆ સાથે વાતચીત કરવાનું જ્યાં મારૂં મન ન થાય, ત્યાં તેની સાથે ધંધો કેમ થાય? બહુ વિચાર કર્યા પછી મેં મુંબઇ જવા તૈયારી કરી. મારા ગામડાના ઘણા મનુષ્યો મુંબઇ રહેતા હતા, માટે લાગવગથી ત્યાંજ ઠેકાણે પડીશ એવો મેં વિચાર કર્યો. એ અરસામાં મારો બાળ સ્નેહી મિત્ર મદનલાલ મુંબઇથી આવ્યો. હું તેને મળવા જવાનો વિચાર કરતો હતો; એટલામાં ભાઇ સાહેબ મારા તરફ આવતા જણાયા, હું હરખાયો. વ્હાલથી તેને ભેટયો. ચાલુ જમાનાની રીત પ્રમાણે મેં તેનું ચાપાણીથી સ્વાગત કર્યું.

ચા પીધા પછી મદનલાલ મુંબઇનાં વખાણ કરવા લાગ્યો. મને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો. દોસ્ત! આવા ગામડામાં તને કેમ ગોઠે છે? અહીં શું બળ્યું છે? આવા અનાડી રોંચા લોકોના સહવાસમાં રહેવાથી ઉલટી બુદ્ધિ બગડી જાય. મુંબઇ ચાલ, તારૂં ભાગ્ય ત્યાં અજમાવ, મુંબઇ ગરીબનું બેલી છે, હિંદુસ્તાનનું નાક છે. ચોરાસી બંદરનો ચોટો છે, હિંદનો મુખ્ય દરવાજો છે. વખતે ઉંચો નીચો પગ પડી જાય; તો બેડો-પાર. આપણી સાથે ભણતો રમણીક હમણાંજ શેર બજારમાંથી પચીસ હજાર રૂપિઆ કમાયો. કહે જોઇયે હવે તારો શું વિચાર છે? આમ કહી મદનલાલ મારા સામું ટગરટગર જોઇ રહ્યો.

મેં મદનલાલને તાત્કાલીક જણાવ્યું ભાઇ! મારે તારી સાથે ચોક્કસ મુંબઇ આવવું છે. તું ક્યારે જઇશ?

હાલ મારી તબીયત બરાબર રહેતી નથી, જેથી હજુ મારે બે ચાર માસ દેશમાં રહેવું પડશે. તું ખુશીથી જા, મારા સરખું કામકાજ લખજે, લે આ મારા નામનો વીઝીટીંગ કાર્ડ તને ઉપયોગી થશે; આમ કહી કાર્ડ આપી સીઝર બીડીના ગોટેગોટા કાઢતા ભાઇ સાહેબ રોફમાં રવાના થયા.

મદનલાલ પાંચ છ વર્ષ થયાં મુંબઇમાં રહેતો હતો. તેના નામ પ્રમાણે તેનામાં ગુણ પણ મદન જેવાજ હતા. તે કાપડ માર-કીટમાં ઉઘરાણીનું કામ કરતો હતો. તેને પચાસ સાઠ રૂપિઆ પગાર મળતો; છતાં ભાઇ સાહેબનું મુંબઇમાં ખર્ચ ઉપડતું નહિ. દેશમાં તેની વિધવા માતા, નાનો ભાઇ તથા એક બેન હતી;

છતાં તેના પર તે કદી પણ મુંબઇથી ખર્ચી મોકલતો નહિ જેથી તેના ઘરમાં "તાવડીમાં તારો તથા કથરોટમાં મારો" આવા ઘાટ ઘડાતા હતા. તેની માતા બિચારી દળણું દળી ખેતર વાડીમાં મજુરીનું કામ કરી આ બચ્ચાંઓનું પોષણ કરતી; છતાં ભાઇ સાહેબ તો "દીકરો દળણુવાળીનો નામ ગુલાબરાય" ભાઇ માફક પાઠ ભજવતા, જેટલા દિવસ મદનલાલ દેશમાં રહે તેટલા દિવસ મુંબઇનાજ તડાકા મારે. મુંબઇ આમ છે, તેમ છે, ગામના દરેક મનુષ્ય પાસે એજ લેક્ચર કરે કે મુંબઇ ચાલો. અહીં શું બળ્યું છે? લ્યો આ મારૂં મુંબઇનું ઠેકાણું; એમ કહી પોતે છપાવેલા વીઝીટીંગ કાર્ડ દરેકને આપે.

કાર્ડમાં M.B. SHAH P.N. 4 એમ ઇંગ્લીશમાં છાપેલું હતું. બિચારા ગામડાના મનુષ્યો આ વીઝીટીંગ કાર્ડમાં શું સમજે? મને તો ભાવતું હતું, ને વૈદે બતાવ્યું એટલે મારે તો ચોક્કસ મુંબઇ જવું હતું, તેમાં વળી મદનલાલની સલાહ મળી, એટલે મારે તો દુધમાં સાકર ભળ્યા જેવું થયું. વળી હું જાણતો હતો કે મુંબઇમાં કરોડો રૂપીઆની નોટો ફરે છે; તેમાંથી થોડાક લાખ રૂપીઆ શું મારા ભાગ્યમાં નહિ હોય? મારા પ્રભુ મેં ક્યાં વેચી ખાધા છે? હીંમતે મરદા મદદે ખુદા" આવો વિચાર કરી એજ નિર્ણય પર આવ્યો કે:—

**"જાળીડા નાખને જાળ મીઠા મેરામણ મહી"**

આમ હીંમત કરી મારાં ભાગ્ય બતાવવા ઓઘડશંકર જોશીને ઘેર ગયો.

## ૫

સોમવારે મુંબઇ જવાની જોશી બાવા પાસે મેં વાત કરી; કે તરતજ તેમણે ટીપણું કાઢયું. બાવાએ બે ચાર વખત આંગળીનાં વેઢા ગણ્યા; પછી મને જણાવ્યું કે વીઠુલદાસ! તમારી વૃષભ રાશી છે. આ રાષીમાં જન્મેલા મનુષ્યો દ્રઢ, અતડા, કાબેલ, આગ્રહી, માયાળુ અને સાહસીક હોય છે. ધન મેળવવું તેમને સ્હેલ છે; પણ આ ધન બચાવવું તેમને મુશ્કેલ છે. તમારો લગ્નેશ શુક્ર છે, જેથી તમોને અણધાર્યો ધનનો લાભ થવોજ જોઇએ. મુંબઇની અને તમારી સામસામી પ્રીતિ છે; માટે મુંબઇમાં તમો સુખી થશો; પણ સોમવારે જવાનું માંડી વાળજો, કારણ કે સોમવારે સામું દશાશુળ થાય; માટે મંગળવારે ચડતે પહોરે માતા અંબાજીનું નામ લઇ મુંબઇ જજો. એટલું કહી જોશી બાવાએ તપકીરના બે ચાર ફડાકા મારી લીધા.

હું બહુજ હરખાયો. જોશી બાવાને સાષ્ટાંગ નમન કરી ટીપણાં પર રૂપાનાણું મૂકી હું ચાલતો થયો. બે દિવસ મહા મુશ્કેલીથી કાઢયા. મંગળવારે પ્રભાતમાં વહેલો ઉઠયો. સ્નાન કરી ગીતાજીના બે પાઠ કર્યા. મારી માતાએ આજે મારા માટે કંસાર કર્યો હતો, તે હું જમ્યો. પરદેશ જતી વખત દહીં ખાધાથી ભાગ્ય ખુલ્લે છે, એ સિદ્ધાંત જેમ ઘણાને માન્ય છે; તેમ મને પણ માન્ય હોવાથી મેં પણ અચ્છી તરેહથી દહીં ઉડાવ્યું. જમ્યા પછી માતપિતાને સાષ્ટાંગ દંડવત કરી તેમનો આશીર્વાદ લીધો. ઘરમાંથી બહાર પગ મુકતાં શુકન પણ સારા થયા. કુવે પાણી ભરવા જતી કુમારીકા મને સામી મળી.

અમારા હિંદુ જ્યોતીશ શાસ્ત્રમાં અમુક ચીજોના શુકન સારા ગણાય છે; જેમાં મુખ્ય એક કરતાં વધારે બ્રાહ્મણો, ગાય, ફળ, ફુલ, દુધ, મોતી, માણેક વિગેરે રત્નો, વેશ્યા, દહીં, હાથી, ઘોડો, છત્ર, ધુમાડા વગરનો દેવતા, માંસ, માછલી, દારૂ, તલવાર, ઢાલ, બંદુક, કુમારીકા, કહાર, હરણ, નોળીયો, પાણી ભરીને આવતી જતી કુમારીકા તથા સૌભાગ્યવંતી સ્ત્રીના શુકન મહાન અત્યુત્તમ લેખાય છે.

મને પણ કુમારીકાના શુકન થયા; જેથી મને પોતાને હું ભાગ્યશાળી માનવા લાગ્યો. મારા પગ જોરમાં ઉપડયા. ટ્રંકને બગલમાં મારી જુસ્સામાંજ ચાલવા લાગ્યો, પણ મારા ચાલવાનો આ જોશ કાયમ રહ્યો નહિ. ગલકા કુંભારના દશ બાર ગધેડાં મારી પાછળ પડયાં. આ કમબખ્તની અડફટમાં હું ન આવી જાઉં એમ ધારી બાજુમાં તરવા ગયો, એટલે પથ્થરની ઠોકર લાગવાથી હું ચત્તોપાટ પડી ગયો. ટ્રંક નીચે મારો પગ દબાવાથી પગમાં રૂધીરની ધારા ચાલી. મુહુર્તમાંજ લાલમલાલ નીકળ્યું. મેં વિચાર કર્યો કે બસ આપણી ફતેહ છે; જેથી જોશબંધ ચાલી સ્ટેશનમાં દાખલ થયો. ગાડી ઉપડવાની તૈયારી હતી; છતાં રોકડમાંજ માસ્તર પાસેથી મુંબઇની ટીકીટ કઢાવી મારી મુસાફરી શરૂ કરી.

ખીજડીયા જંકશને ગાડી બદલવી પડી. આ રેલ્વે બાપુની ગાડીથી ઓળખાય છે. બાપુની ગાડીના રોદણાં રડવા બેસું તો અહીં પાર આવે તેમ નથી; છતાં જમાના પ્રમાણે બાપુજી

હવે આ બાબતમાં થોડી ઘણી પેસેંજરોને રાહત આપે તો પ્રભુ તેમનું કલ્યાણ કરે. ધોળા જંકશનથી મેં ગાડી બદલી. અહીંથી ભાવનગરની રેલ્વે શરૂ થાય છે. હું જે ડબ્બામાં બેઠો હતો, તે ડબ્બાનો ફોટો ખેંચી રેલ્વે બોર્ડ પરજો મોકલાવ્યો હોય તો આ ફોટાની અચ્છી કિંમત સીમલે અંકાય એમ મારૂં ધારવું છે. એક તો સુર્યનો પ્રચંડ મધ્યાન્હ-કાળ! તેમાં વળી ઉભા રહેલા પેસેંજરોની ધમાલ. આ ડબ્બામાં હું એવો તો અકળાયો કે ચાલતી ટ્રેને કુદી પડી પરમાત્મા પાસે ફરીયાદ કરવા જાઉં; પણ સંસારમાં હજુ મારે ઘણું માણવાનું હોવાથી મેં તેમ કર્યું નહિ.

ખરેખર! કાઠીઆવાડની રેલ્વેમાં પેસેંજરોને ઘેટાં બકરાં માફક પુરવામાં આવે છે. ઘેટાં બકરાં તો બિચારા બેં બેં કરી પોતાનું દુઃખ રડે છે, પણ કાઠીઆવાડી પેસેંજરો હજુ સુધી બેં બેં કરતા પણ શીખ્યા નથી. કોઇ માયનો પુત આ દુઃખ દુર કરવા શું કંઇ નહિ કરે?

ચાલતી ગાડીએ મારા ડબ્બામાં એક રમુજી બનાવ બન્યો. એક જબરજસ્ત બાંધાનો ભરવાડ ગાડીમાં સખ્ત ભીડ જોઇ પોતાની ભાષામાં બબડી ઉઠયો મારૂં હાળું બધાયએ કેતાતા કે ઇન ફ્લી એ જામાં ઘણાય માણા મરી ગયાં, ઘણે ઘરે તાળાં દેવાણાં, પણ ઈ વાત હાચી લાગતી નથી. આગગાડીમાં તો રોજ આટલાને આટલા માણા રોજ જોવામાં આવે સે. તેની આ વાત સાંભળી દરેક પેસેંજરો ખડખડ હસી પડયા.

આવી રીતે દોરંગી દુનીયાના દરેક અવનવા બનાવ જોતો જોતો અઠયાવીશ કલાકની સખ્ત મુસાફરી પછી ગુજરાત મેલ મારફતે સવારના અગીયાર કલાકે હું ગ્રાન્ટરોડ સ્ટેશન પર ઉતર્યો.

અખિલ હિંદુસ્થાનમાં, વિખ્યાત મુંબઇ ગામ છે
સૌ શહેરનું શિરોમણી, લાખોપતિનું ધામ છે
રાજા, તથા, ઉમરાવ કેરૂં, આ વિશ્રાંતિ સ્થાન છે
હિંદુ, મુસલમાન, પારસી, લાખો અહીં ધનવાન છે

સૌ પેસેંજરો સ્ટેશનની બહાર જવા લાગ્યા. હું પણ અંબા માતાનું નામ લઇ સ્ટેશન બહાર આવ્યો, અહીં ચોપાસ ગાડીની ધમાલ હતી.

મેં મારી જીંદગીમાં કદી મુંબઇ જોયું ન હતું; પણ તેના વિશે છાપા દ્વારે મેં ઘણું જ્ઞાન મેળવ્યું હતું; અહીં મારા બે ચાર સગાસંબંધીઓ હતા; તથા અમારા ગામના દયારામ કાકાની વીશી પણ અહીં હતી; છતાં તેના ઠેકાણાની મને બરાબર ખબર ન હોવાથી હું ટ્રંક નીચે મુકી વિચાર કરવા લાગ્યો, એટલામાં મારી સામે એક કરૂણા રસીક બનાવ બન્યો.

એક સત્તર અઢાર વર્ષનો છોકરો મોટરની અડફટમાં આવી ગયો. તેના મુખ માંથી લોહીની ધારા ચાલી, જોત જોતામાં ત્યાં બસો ત્રણસો મનુષ્યો ભેગા થઈ ગયા. સારૂં થયું

કે પોલીસ ત્યાં આવી ગીરદીને દુર કરી તેજ મોટરમાં તે છોકરાને ઑસ્પીટલમાં લઇ ગઈ. ત્યાં તેનું શું થયું ? તે તો પ્રભુ જાણે.

છાપાં વાંચવાનો મને નાની ઉમ્મરથીજ શોખ હતો, અમારા ગામની લાયબ્રેરીમાં મુંબઇના બે ચાર રોજીંદા પત્રો આવતાં, તેમાં દરરોજ મોટરની મ્હોકાણુના સમાચાર હોયજ. આજે આ બનાવ નજર સમક્ષ નીહાળવાથી મારૂં હૃદય ભરાઇ આવ્યું. મેં ઉંડો નિશ્વાસ નાખ્યો, હું ચોક્કસ સમજી ગયો કે આ ગામમાં ચાલવામાં પણ ભયંકર મોત છુપાયેલું છે. જેમ લાકડાંમાં છુપો અગ્નિ રહેલો છે, તલમાં તેલ છુપાયેલું છે; દુધમાં ઘી રહેલું છે, તેવીજ રીતે મુંબઇમાં ચાલવામાં પણ ભયંકર મોત છુપાયેલું છે, જો ચાલવામાં જરા ગફલતી કીધી, તો ત્યાંને ત્યાંજ રામ બોલો ભાઇ રામ થઈ નાનાશંકરની વાડીમાં જવાનાજ. માટે મુંબઇ આવનાર દરેક મનુષ્યે પ્રથમ તો ચાલવાની લાઇન શીખવી જોઇએ.

જો ચાલતાં નહિ આવડે, તો મોત મુંબઇમાં થશે
ગાડી, ઘોડા કે ટ્રામમાં, ચગદાઈ જીવ ઉડી જશે
ભોટનું મુંબઇ નથી, મુંબઇ શાણાનું કામ છે
આફત ભયંકર પળપળે, ઉસ્તાદનું આ ગામ છે

ઉપલો બનાવ બન્યા પછી હું પણ બહુજ સંભાળીને ચાલવા લાગ્યો, એટલામાં પછવાડેથી એ કાઢીઆવાડી ! એ

કાઠીઆવાડી એવી બુમ સાંભળી, મેં પાછું વાળી જોયું, એટલામાં તો તે ભેંસના ભાઇએ મને ચાબુક લગાવી દીધો, અને ઉપરથી બબડતો ગયો કે "હજુ સકે બચ્ચે સુનતે નહિ ?" કહી ગાડી મારી મુકી. વાંચક ! આમાં મારો સંઘ કાશી કયાંથી પહોંચે ? તે તુંજ વિચાર કયાં જવું ? કોને પુછવું ? દયારામ કાકાની વીશી કયાં હશે ? આવી રીતે લગભગ અરધા કલાક સુધી મેં ગ્રાન્ટરોડની ફુટપાયરી પર ઉભા રહી વિચાર કર્યો. હું ધારૂં છું કે મહમદ ગીઝનીયે સોમનાથ પાટણનું દેવળ લુટયું; ત્યારે પણ તેણે આટલો વિચાર કર્યો નહિ હોય. અંતે હિંમત રાખી હું ટ્રામ પાસે આવ્યો; પણ ટ્રામમાં ચડુ તે પહેલાં તો ટીકીટ માસ્તરે મને ચડતો અટકાવ્યો, અને ટંટં ટોકરી વગાડી ગાડી ચાલતી કરી.

આવી રીતે સ્ટેશન પરથી ઉતર્યા પછી મારો એક કલાક નીકળી ગયો. મારૂં મુખ ઉતરી ગયું, કયાં જવું ? કોને પૂછવું ? એ વિચારે મને ઘેરી લીધો. મારી સ્થિતિ દયાજનક થઇ પડી. વિલાયતી એરંડીયું પીધેલા મનુષ્યનું જેવું મુખ થઇ જાય છે; તેવું મારૂં મુખ થઇ ગયું. કોઇ ઉસ્તાદ ફોટોગ્રાફરે જો તે સમયે મારો ફોટો લીધો હોય, અને તે ફોટો કોઇ સારી સીનેમા કંપનીને આપે તો તે કંપનીવાળો બિચારો બે પૈસા પેદા કરે. હું મુંઝાયો ! અકળાયો ! દુઃખને સમયે માતા પિતા યાદ આવે છે; અથવા તેમ ન બને તો પ્રભુનું નામ પણ અનાયાસે લેવાય છે. હું પણ આ સમયે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો.

હે મોરલીધર! હે મધુસૂદન! હે કૃષ્ણ પરમાત્મા! તું અનાથનો નાથ છો. ભક્તવત્સલ છો, અંતરયામી છો, મને શું દુઃખ છે? તે તું જાણે છે હું થોડાક લાખ રૂપિઆ મુંબઇમાંથી કમાવા માટે આવ્યો છું કરોડો રૂપિઆ મુંબઇમાં ફરે છે; તેમાંથી થોડાક લાખ રૂપિઆ હું મારા દેશમાં લઇ જઇશ; તેથી મુંબઇને કંઇ તોટો આવનાર નથી, માટે પ્રથમ તો દયા કરી મને જીવતો સહીસલામત દયારામ કાકાની વીશીમાં લઇ જા. હે પ્રભુ! ભરી સભામાં જેવી રીતે દ્રૌપદીની લજ્જા રાખી હતી. સુધનવાને તાતા તેલની કડાઇમાંથી જેવી રીતે બચાવ્યો હતો, મીરાંબાઇનો ઝેરનો પ્યાલો જેવી રીતે અમીમય કીધો હતો, દ્વારકામાં નરસી મેતાની હુંડી સ્વીકારી હતી, તેવીજ રીતે આ દાસ ઉપર કરૂણા કરી આ ફુટપાથરી ઉપરથી મને દયારામ કાકાની વીશીમાં જીવતો સહીસલામત પહોંચતો કર.

મારી આ સ્તુતિ પરમાત્માએ ખરેખર સાંભળી. હું જ્યાં ઉભો હતો; ત્યાંથી એક કાઠીઆવાડી બંધુ પસાર થયો. તેમને બોલાવી મેં આ મારૂં ભંકર દુઃખ તેમની પાસે જાહેર કર્યું. મારી આ વાત સાંભળી તેમને મારા પર દયા આવી, તેમણે એક વિક્ટોરીયાવાળાને બોલાવી મને ગાડીમાં બેસાડર્યો. અને સાથે આવી મને વીશીમાં મુકી ગયા.

આ વીશી દયારામ કાકાની ન હતી; પણ ઝાલાવાડી ઔદીચ બ્રાહ્મણની હતી. મારૂં આ વૃન્તાત જાણી તેમણે મને

દિલાસો આપ્યો. જમવાની તથા સુવા બેસવાની સગવડ પોતાને ત્યાં કરી આપી. આ પ્રમાણે કામચલાઉ હું મુંબઇમાં ઠેકાણે પડયો.

## મારકીટમાં ઉઘરાણીની નોકરી.

ધીરેધીરે મારા બધા સંબંધીઓ મળ્યા એક સ્નેહીએ મને કાપડ મારકીટમાં ત્રીશ રૂપિઆના પગારથી ઉઘરાણીની નોકરી અપાવી. હું મારા શેઠની નીમકહલાલીથી નોકરી કરતો, શુદ્ધ અંતઃકરણથી તેમનું દરેક કાર્ય હું સંતોષથી કરતો; જેથી શેઠની મારા પર પૂર્ણ કૃપા થઇ, મારી હુશીયારી જોઇ છ.માસ પછી શેઠે મને પચાશ રૂપિઆ પગાર કરી આપ્યો. એ સમયે યૂરોપખંડમાં મહાન ભયંકર લડાઇ ફાટી નીકળી.

ઇ. સ. ૧૯૧૪ના જુલાઇ માસમાં મહાન જર્મન વિગ્રહ શરૂ થયો. દરેક ચીજમાં મોંઘવારીએ ઘર ઘાલ્યું. વિલાયતી માલના દરેક વેપારીઓ લાખો રૂપિઆ કમાઇ ગયા. રંગ, તેલ, વારનીશ, કટલેરી, કાપડ, દવા, પરફ્યુમરી તથા લોખંડના બજાર યાહોમ વધી પડયા. વેપાર સટ્ટાના રૂપમાં ફેરવાય ગયો. દરેક ચીજ દીન પ્રતીદીન બહુજ મોંઘી વેચાવા લાગી. નાટક, સીનેમા, તથા સરકસનો સીતારો ફાટી નીકળ્યો. શેર બજારમાં પણ યાહોમ સટ્ટો ઉપડયો. દલાલોનો રાફડો ફાટયો. મુંબઇમાં કારીગરોના ભાવ વધ્યા.

ખરેખર! લડાઇના સમયે મુંબઇમાં રૂપિઆની ચોપાસ રેલમ છેલ જોવામાં આવતી હ .

લડાઇના સમયે મુંબઇમાં રૂપિઆ છનછન ઉડતાતા
હુન્નર ધંધા રોજગારમાં, પૈસા સૌને મળતાતા
કાપડ, લોખંડ, રંગ તેલમાં, તેજીના બોલ્યા રણકાર
શેર બજારે સટ્ટો ઉપડયો, નાટક સીનેમા ફુલ બહાર
ઘરવાળે ભડકાવી માર્યા, ભાડામાં ઉઠ્યા અંગાર
જ્યાં જોઇએ ત્યાં મુંબઇ માંહે ઘરની બોલે મારામાર
ફેશન દેવી ફાલ્યા ફુલ્યાં, ફેશનમાં ફસીયા નરનાર
રંગી, ભંગી, રંગ રાગમાં, રસીકા જોડે કરે વિહાર
નીતિમાં અંગારા ઉઠયા, સત્ય સમાચું સાગરમાંય
હડતાળોનો પવન ફુંકાયો, ધન કમાવા સૌને હાય

આ સમયે અમારી કાપડ મારકીટમાં ઘી કેળાં ઉડતાં હતા. દરેક માલ હજારો વેપારીઓના હાથમાંથી પસાર થઇ તેજ માલ હીંદની ગરીબ પ્રજાને મોંઘા ભાવે વેચાતો હતો. ગરમ, ફેન્સી, તથા ધોતીઆના વેપારીઓ ન્યાલ થઇ ગયા.

મારા શેઠ પણ આ લડાઇમાં ઠીક કમાયા. દરેક નોકરને બોણીમાં સારૂં બોનસ આપ્યું, મારો પગાર શેઠે એંસી રૂપિઆ કરી આપ્યો.

મુંબઇમાં જેમ કમાણી વધતી જાય છે, તેમ ખર્ચ પણ વધતુંજ જાય છે. જ્યારે મને ત્રીસ રૂપિઆ

પગાર મળતો હતો; ત્યારે હું વીશીમાં જમતો, માસીક સાડા-પાંચ રૂપિઆ બે વખતના ઘી સિવાય આપવા પડતા; તથા પરચુરણ ખર્ચના પાંચ રૂપિઆ મળી કુલ તે વખતે અગીયાર બાર રૂપિઆ ખર્ચ આવતો; પણ લડાઇના બુરા સમયે દરેક ચીજમાં જેમ મોંઘવારી વધી ગઇ; તેમ વીશીમાં પણ મોંઘવારી લાગુ પડી; આ સમયે સુધરેલી વીશીઓ નીકળી, તેમણે લૉજ નામ આપ્યું. મારે પણ મારા પોઝીશન પ્રમાણે હવે લૉજમાં જમવા જવું પડયું. મુંબઇમાં પોઝીશને ઘર ઘાલ્યું છે. પોઝીશન વગરનો મનુષ્ય ટ્રામના ઉતરેલા ઘોડા માફક કોડીની કીંમતનો અંકાય છે.

હું લૉજમાં જમતો, તથા મારકીટમાં સુઇ રહેતો. મુંબઇમાં રોટલો મળે છે, પણ ઓટલો મળતો નથી. ઓટલાની મારામાર છે. ભોંય પથારી પર સુઇ રહેવું એ તો ઘણા મુંબઇગરાઓ માટે છઠ્ઠીને દિવસે વિધાતાએ લેખ લખી રાખ્યા હોય એમ જણાય છે. દશ બાર ફુટની ઓરડીમાં જીવન ગુજારનારા મનુષ્યોની સંખ્યા સેંકડે પંચોતેર ટકા હશે; એમાં સંદેહ નથી. આટલી નાની ઓરડીમાં રાંધવું, જમવું, પાઠ પુજા કરવી, તથા બચ્ચાં જણવાનું કામ પણ આ ઓરડીમાંજ થાય છે. માંદા મનુષ્ય માટે મુંબઇનો વસવાટ એ પણ ભયંકર આફત છે. આવી ઓરડીમાં ચોખ્ખી હવાની મારામાર છે. ઉનાળાની સખ્ત ગરમીમાં દીપક પ્રગટાવી રસોઇ કરનારનો મુંબઇમાં તોટો નથી, ઉપરથી જોનારને

મુંબઇગરાની ટાપટીપ ભલે અચ્છી જણાય, પણ તેમના વસવાટના સ્થળની મુલાકાત લીધા પછી મુંબઇનો ખરો ભેદ માલુમ પડશે. ફેમીલી સહીત વસવાટ કરનારા આવી રૂમમાં નિદ્રા દેવીનો કેવો મીઠો લ્હાવો લેતા હશે? એ કલ્પના કરતાં હૃદય દગ્ધ થઇ જાય છે. માટે મુંબઈ આવનાર મનુષ્યે પ્રથમ આ કહેણુ યાદ રાખવી કેઃ—

મુંબઇ મળે છે રોટલો, પણ ઓટલો કદી ના મળે,
સુવા તણી સગવડ વિના, ફુટ પાથરી પર બહુ પડે;
હવા વગરની રૂમમાં, ગરીબ જનનો વાસ છે,
ભોં પથારી સુઇ રહેવું, એ મુંબઇમાં ત્રાસ છે.

મુળજી જેઠા મારકીટના શેઠીઆઓનું સારૂં થાય કે નોકરોને પોતાની દુકાનના ઓટલા પર સુવાની પરવાનગી આપે છે. આ મારકીટ પહેલા તબેલાની સીસ્ટમ પર બંધાયેલી હતી છતાં બળી ગયા પછી કઇંક તેના દીદાર ફર્યા છે, એમ તો કહેવાય.

ત્રણ ચાર વર્ષ મારા મારકીટમાં નીકળી ગયા, બે ત્રણ હજાર રૂપિઆની મારી પાસે કેપીટલ થઇ. હું કંઇક લાઇનમાં આવ્યો એવું હું મારા મનમાં સમજવા લાગ્યો; આ સ્થિતિ મેં સદા નીભાવી હોત તો મારી બુરી દશા આવત નહિ, પણ શેરબજારની બુરી લાલચમાં હું મરાયો.

# શેર બજારમાં સોનેરી જાળ.

આ સમયે શેર બજારમાં લાખો લોકો વેપાર કરતા હતા. "હળદરને ટુકડે ગાંધી બનનારા" માફક દરેક લોકો શેર-બજારીયા થઇ પડયા હતા. જેને મીલનું તથા શેરનું કંઇપણ જ્ઞાન નહિ, એવા હજારો લોકો ઉપરની મલાઇ ખાવા શેર બજારમાં આવતા હતા કોહીનૂર, નાગપુર, તથા માધવજી મીલ કોની છે? કોણ ડાયરેકટરો છે? મીલમાં શું માલ બને છે? વ્યાજ કેમ આપે છે? તેનું કંઇ પણ જ્ઞાન ધરાવ્યા સિવાય ખાલી તેજી મંદીમાં મરતા હતા. શેર બજાર પણ સટ્ટાના રૂપમાં ફરી ગઇ હતી. દલાલો તથા તેના નોકરો તાગડધીન્ના કરતા હતા, "વર મરો કન્યા મરો પણ ગોરનાં તરભાણાં ભરો" એ કહેવત માફક તેઓ ઘી કેળાં ઉડાવતા હતાં. હજારો રૂપિયાની શેર બજારમાં હાર જીત થતી હતી, આ બજારમાંથી મારા ઘણા સ્નેહીઓ સારૂં ધન કમાયા. તેમનું જોઇ મેં પણ શેર બજારમાં માથું માર્યું મને પણ પ્રભુએ યારી આપી. ત્રણ ચાર માસમાં હું પણ પાંચ છ હજાર રૂપિઆ કમાયો. મારી પાસે દશ હજાર રૂપિઆની મૂડી થઇ; પછી મારે નોકરી શા માટે કરવી?

જ્યારે કુદરત મનુષ્યને યારી આપે છે, ત્યારે મનુષ્ય દરેક કામમાં ફતેહમંદ નીવડે છે, ચોપાસ તેની વાહવા થાય છે, તેની સલાહ લેવા દરેક મનુષ્યો આવે છે. તેના

દરેક દાવ સીધા પડે છે, મારૂં પણ તેમજ થયું. હું તેજીનોજ વેપાર કરનાર હોવાથી ચોપાસ તેજીનાજ ભણકારા મને સંભળાવા લાગ્યા. મારી દરેક કલ્પના સત્ય ઠરવા લાગી. નાગપુર, કોહીનૂર, માધવજી, સીંધીયા, તાતા ઓરડનરી, તથા બીજા ઘણા ખરા શેરોના ભાવો યા હોમ વધી પડયા. આ સમયે શેર બજારમાંથી મેં વીશ પચીશ હજાર રૂપિઆ પેદા કર્યા.

આ વખતે મારે મિત્ર વર્ગનો પાર ન હતો. અસંખ્ય મિત્રો મને મધપુડો સમજી મધમાખ બની વળગી પડતા. રાત દિવસ તેઓ મારા સહવાસમાં રહેતા. જેથી ફરવા હરવામાં તથા નાટક સીનેમાનો ખર્ચ મને બેશુમાર થવા લાગ્યો. સમયનીજ બલીહારી છે. સમય કોનો કાયમ રહ્યો છે? સમય શું નથી કરતો? શાહબુદ્દીન ઘોરીને અનેક વાર માફી આપી છોડી મુકનાર અંતે પૃથુરાજ શી સ્થિતિમાં મુકાયો? ખરૂં છે કેઃ—

"સદા દૌર દોરા દિખાતા નહિ, ગયા બખ્ત ફિર હાથ આતા નહીં. મારી ચડતીના સમયમાં મને પણ મિત્રોએ ચોપાસ ઘેરી લીધો. ભાઇ! આજે સીંધીયામાં શું ધ્યાન પડે છે? તમારી તબીયત કેમ છે? અમારા સરખું કંઇ કામકાજ તો કહો? તમારે માટે સોળ વર્ષની કેળવાયેલી શ્રીમંત કુમારીકા સાથે લગ્નની વાત ચલાવી છે. આજે કયા ખેલમાં જશું? વિગેરે અનેક પ્રશ્નો કરી મારા સ્નેહીઓ મને દરેક પળે રંજન કરતા! જગતમાં પૈસાનીજ બોલબાલા છે. પૈસો એજ

પરમેશ્વર છે. પૈસાથીજ આ દુનિયાનો કારોબાર ચાલી રહ્યો છે પૈસો દેખી મહાન મુનિવરો પણ ઉગ્ર તપથી પતીત થાય; તો પામર મનુષ્યનું શું ગજું? કનક, કાન્તા અને કીર્તિ પૈસાથીજ મેળવાય છે.

પૈસાદાર પૈસાના જોરે દરેક કામમાં વિજય મેળવે છે. રાજા, અમીર, ઉમરાવ કે મહાન પુરૂષોનો સમાગમ પૈસોજ કરાવે છે. પૈસો જગતમાં શું ન કરી શકે? નજીર ખરૂં કહે છે કે

પૈસાને જીસ મકાંમે, બિછાયા હય અપના જાળ
ફંસને હય ઉસ મકાંમે દુશ્તિો કે પરવ બાલ
પયસેકે આગે કયાહુંય, મહબૂબ ખુશ જમાલ
પયસા પરીકો લાએ, પરસ્તાનસે નિકાલ
પયસાહી રંગ રૂપ હય. પઇસાહી માલ હય
પઇસાન હો તો આદમી, ચરખેકી માલ હય

— — —

જે ઘરમાં પૈસાએ પોતાની જાળ પાથરી છે; ત્યાં દેવ જેવા પુરૂષો પણ ફસાઇ જાય છે. ખુબસુરત સુંદરીઓ પણ પૈસાને વશ છે. પૈસા આગળ તે પણ કઇ વિસાતમાં નથી. પરીને પણ પરસ્તાનમાંથી પૈસોજ બોલાવી શકે છે. પૈસોજ રંગ અને રૂપમાં વૃદ્ધિ કરે છે. જગતમાં પૈસોજ માલ છે. પૈસા વગરનો આદમી ચરખા જેવો છે.

બીજી તરફ પૈસા વગરનું જીવન સંસારને ભાર રૂપ ગણાય છે. પૈસા વગરનો મનુષ્ય આમ તેમ ભટકી જીવનના દિવસ પુરા કરે છે. પૈસા વગરનું જીવવું એ પણ ભયંકર રોગ છે ખરૂં છે કેઃ—

પૈસા વગરનો આદમી, આ જગતમાં અથડાય છે,
પૈસા વગરના મનુષ્યની, કોડી કીંમત અંકાય છે;
રાજા, કે મહારાજા બધા, પૈસા થકી વશ થાય છે,
પૈસો જગતમાં દેવ તુલ્યે, ઘેર ઘેર પુજાય છે.

---

# શેર બજારમાં મારી મ્હોકાણ.

મેં શેર બજારમાં કંઇક કાળાધોળાં કર્યાં. કઇક ગરીબોના ગરદનો પર છુરી ચલાવી વિશ્વાસ આપી કઇક મનુષ્યોનાં ગળાં કર્યાં. આ ધન હું સુખે કયાંથી ખાઇ શકું? કુદરતનો ગેબી ફટકો મારા પર પડવોજ જોઇએ; એ હું ધારતો હતો, અને થયું પણ તેમજ. સીધીયાની લેવાલીમાં મને દશ બાર હજાર રૂપિઆની ખોટ આવી. અધુરામાં પુરૂં તેજ અરસામાં હું માંદો પડયો. મને ન્યુમોનીઆ તાવની બિમારી લાગુ પડી. ડાંકટરની દવા લેવા છતાં મારી બીમારીએ ભયંકર રૂપ પકડયું. મારા સાંધા ઝલાઇ ગયા. સ્નેહીએ મારા જીવનની આશા છોડી. જો તે વખતે મારૂં

મૃત્યુ થયું હોત; તો હું ઘણોજ ખુશી થાત. હું સદાની મીઠી ઉંઘમાં પડત; મારી આ દુઃખદાયક કર્મકથની કહેવાનો કોઇને વખત આવત નહિ; પણ મારા માથે જે દુઃખ પડવાનાં બાકી રહ્યાં હોય તે ભોગવ્યા સિવાય હું છુટું ક્યાંથી?

છ માસની સખ્ત બિમારી ભોગવ્યા પછી મેં પથારી છોડી. પુનઃ હું શેર બજારમાં જવા લાગ્યો; પણ ત્યાં બિલકુલ ન્ફાવ્યો નહિ. એ ત્રણ હજાર રૂપિઆનું ઉલટું કરજ થઇ ગયું. આબરૂ જવાનો વખત આવશે, એમ ધારી શેર બજારને નવગજના નમસ્કાર કરી સટ્ટાગલ્લીમાં આંક તથા ફરકનો ધંધો કરવા લાગ્યો.

હું આ વખતે પણ સટ્ટાનો ચુસ્ત હીમાયતી હતો. સટ્ટામાંથીજ લખપતી થવાશે, એવી મારા મનમાં ઉમેદ હતી. તે વખતે નોકરીને હું તુચ્છ સમજતો હતો. મારા દરેક સ્નેહી મંડળને હું એમજ કહેતો કે મુંબઇમાં સટ્ટો ખેલ્યા સિવાય કોઇ પણ મનુષ્ય લખોપતી થતોજ નથી. તે સમયે મારા હૃદયમાં ધુન હતી કેઃ-

નોકરી કરી લખપતી, કોઈ જગતમાં થાતો નથી
સટ્ટા વિના ધન ના મળે, મરી જાઓ ચાહે મન મથી
જો કર્મ સીધા હોય? તો, સટ્ટામાં બેડો પાર છે
રંકને શ્રીમંત બનતાં, સટ્ટામહીં ક્યાં વાર છે?

## ૨૧

# સટ્ટા ગલીમાં મારાં પનોતાં પગલાં

જન્માષ્ટમીના શુભ દીને મેં સટ્ટાગલીમાં મુહુર્ત કર્યું. અહીં અમેરીકન ફ્યુચરનો જુગાર ચાલે છે.

દશ આંકમાં એક આંક સાચો પડે તો એકના આઠ, દશ, કે બાર રૂપિઆ મળે છે. તેનું નામ આંક કહેવાય છે. સો આંકમાં એક આંક સાચો પડે તો એક રૂપિઆના ૪૦-૪૫ કે ૫૦ રૂપિઆ મળે છે; આનું નામ ફરક કહેવાય છે. સટ્ટા ગલીમાં આ આંક તથા ફરકમાં રોજ લાખો રૂપિઆની હારજીત થાય છે. ઘણા મનુષ્યો મારી માફક આ ધંધો કરે છે. મુંબઇમાં આ હરામી ધંધે સૌને ચેટક લગાડી છે. સૌને આ લાઇનમાં ઘીજ મારી માફક શ્રીમંત થઇ ગાડી ઘોડા ફેરવવા હોય એમ જણાય છે. મમાદેવીના દ્વાર સામે સટ્ટાગલીનું જંકશન છે.

મમાદેવીના દ્વાર પાસે, રોજ સટ્ટો થાય છે,
હિંદુ મુસલમીન પારસી, સટ્ટાનીમીતે જાય છે;
સટ્ટો કરી શ્રીમંત બનવા, એ બિચારા આવતા,
ફેરીવાળા ફેરી કરી, સૌ નશીબ અહીં અજમાવતા.



મમાદેવીના દ્વાર સામે હરરોજ હજારો સટ્ટોડીઆ ભેગા થાય છે. જાહેર પ્રજા માટે આ રસ્તો ત્રાસદાયક થઈ પડયો છે. ગાડી ઘોડાની ધમાલ! સટ્ટોડીઆના બૂમબરાડા, તથા મારવાડી બજાર જેવા મધ્ય લત્તા પર સટ્ટાગલી આવેલી હોવાથી અહીં રાત દિવસ સખ્ત ભીડ રહે છે.

મુંબઈમાં આ ધંધો હાલ ધમધોકાર ચાલે છે. રેવડીવાલા, લવીંગવાળા, ગંડેરીવાળા, સોપારીવાળા, ગાડીવાળા, તાજેમાલ, પેંડાવાળા, બીડીવાળા, પાનવાળા, ધાણા, સોપારી, બુંદદાણા, કોળાનો મગજ, ખારી પીપરની ફેરીવાળા, તે સિવાય ભગત, ભિખારી, ગંજેરી, ભંગેરી, સંત, સાંઇબાવા, મુંલ્લાં, મોલ્વી કે મૌલા હરેક જાતના આદમી આ ગલીમાં ધંધો કરવા ઉતરી પડે છે, અને ચાર આનાથી તે હજારો રૂપિઆ આંક તથા ફરકમાં લગાવી પોતાનું ભાગ્ય અજમાવે છે.

# મમાદેવીની માનતા.

મમાદેવીનું મંદિર મુંબઇના મધ્ય લત્તામાં આવેલું છે. તેની અંદર મોટું તળાવ છે. સુતકીને સ્નાન કરવાનું, ગંજેરી ભંગેરીને ધુન લગાવવાનું, તથા દુઃખીયાને બે ઘડી તળાવની પાળ પર બેસવાનું અમુલ્ય સ્થળ છે. અહીં ભાગ્ય રેખા જોનારા જોશી બાવાઓ બેસે છે, તેઓ હસ્ત તથા કપાળની રેખા જોઈ જોવા આવનાર મનુષ્યના ભાગ્ય વાંચી આપે છે.

જન્માષ્ટમીને દીને હું પણ મમાદેવીમાં દર્શને ગયો. માજીની સ્તુતિ કરી. હે માજી! હે જગદંબે! હે જગત જનની! હે આદ્ય શક્તિ! મારી મા! આ રંક સેવક તારે શરણે આવ્યો છે, તેની તું રક્ષા કરજે. મારા કોડ તુંજ પુરા કરજે.

હું શેર બજારમાંથી તદ્દન કડકબંગાળી થઇ ગયો છું. મારૂં બધું ધન હું ગુમાવી બેઠો છું. માટે આ સટ્ટા ગલીમાંથી મને શ્રીમંત કરજે. હું લખોપતી થઇશ; તો વીશ તોલાનું *સો ટચનું સોનું લઇ તને છત્ર ચડાવીશ.

હે આદ્યશક્તિ જગદંબે, મમા મૈયા કરૂણા કરો,
લાખોપતી મુજને કરી કષ્ટો બધાં મારાં હરો;
સોનાનું છત્ર હું ચડાવીશ, વીશ તોલા જાણજો,
ભિષ્મપ્રતિજ્ઞા હું કરૂં છું, વાત સાચી માનજો.

વાંચક! મારી આ માનતા જોઇ તું મને ગાંડો ગણીશ માં, હું ત્યારે પણ ગાંડો ન હતો; અત્યારે પણ નથી, પણ સટ્ટાગલીમાંથીજ રૂપિઆ મેળવવાનાં ફાંફાં મારનાર સટોડીઆ મારી માફક આવી માનતા કરતા હોય તેમાં નવી નવાઇ શાની?

માજીનાં દર્શન કરી હું તળાવની પાળ પર ચાલ્યો. આ વખતે સંધ્યા સમય થઇ ચુકયો હતો. તળાવની આજુ બાજુ છુટાછવાયા મનુષ્યો બેઠા હતા. હું પણ ત્યાં બેસી ગયો, એટલામાં મારી પાસે ખાદીના પોષાકમાં સજ્જ થયેલો એક તંદુરસ્ત બાંધાનો યુવક બેસી ગયો, તેની વય આશરે પચીશ

છવીસ વર્ષની હોય એમ તેના મુખ પરથી જણાતું હતું. મને જોઇ તે યુવકે જણાવ્યું. મીસ્ટર! આ પાંચ આંગળીમાંથી એક આંગળી પકડો. મેં વચ્ચલી આંગળી પકડી, આ વખતે તે

યુવકે જે ઉંડો નિશ્વાસ નાખ્યો છે, તેનું શબ્દમાં વિવેચન કરવું અશક્ય છે. હું ધારૂં છું કે ઔરંગજેબના દરબારમાં શીવાજીને દગાથી જ્યારે કેદ કર્યા, ત્યારે પણ શીવાજીએ આટલો ઉંડો નિશ્વાસ નાખ્યો નહિ હોય.

તમારૂં નામ શું?

ભોગીલાલ.

બંધુ! હું ધારૂં છું કે તમે કોઇ મહાન વ્યાધિમાં સપડાયા છો. તમારૂં હૃદય બળે છે. સંકટ સમયે મનુષ્ય માત્રે ધીરજ રાખવી એ વાત તમો શું જાણતા નથી?

જાણું છું, પણ ધીરજની હદ હોવી જોઇએ. શું કહું દોસ્ત! હું બહુજ દુઃખી છું. ચાર વર્ષમાં મેં સટ્ટામાં ત્રીશ ચાલીસ હજાર રૂપિઆ ગુમાવ્યા છે. આ છેલ્લા બે અઠવાડીયામાંજ ખાંડી બજારમાં મેં સાત આઠ હજાર રૂપિયા ખોયા, હવે તો આ સંસાર મને ઝેર જેવો જણાય છે, આજે કમાઇશ, કાલે કમાઇશ, એ આશામાંને આશામાં અત્યાર સુધી મારા બધા ધનનો મેં ભોગ આપ્યો, પણ હાય! આ તગદીર ફુટેલાં છે, ત્યાં દોષ કોનેદઉં? આમ કહી યુવકે પોતાનું કપાળ કુટયું.

વચ્ચલી આંગળી પકડવાથી તમે શા માટે નિશ્વાસ નાખ્યો ?

તેનું કારણ મારા મનની કલ્પના છે, જો તમે ટચલી આંગળી પકડી હોત તો આજે મને મંદીની કલ્પના થતી હતી.

## આ વાત શું તમે સાચી માનો છો ?

એનો જવાબ આપવા હું અસમર્થ છું, તેજી મંદીના ખરા જાણકાર જોશી પાસેથી મેં આખા માસનો વર્તારો મેળવ્યો છે, તેના લખાણ પ્રમાણે મેં મંદીમાં માથું માર્યું પણ આજે બબ્બે અઠવાડીયાં થયા મારાં તગદીર ફુટી ગયાં છે.

યુવકની આ વાત સાંભળી હું ખડખડ હસી પડયો. મારૂં હસવું તેના હૃદયને આઘાત કરશે, એ વાત હું બરાબર સમજતો હતો; છતાં મને પણ મારી આગલી પાછલી વાત સાંભરવાથી મારાથી હસી જવાયું. યુવકે ક્રોધ કરી તરતજ મને રોકડું પરખાવી દીધું.

તમે ખરેખર HALFMAD હાફ મેડ જેવા જણાઓ છો. મારૂં દુઃખ જોઇ શું તમને હસવું આવે છે? તમે ચોખ્ખા નિર્દય જણાઓ છો. મેં તેને નમ્રતાથી જણાવ્યું ભાઇ મારા હસવાનો ભેદ તમારા કરતાં પણ વિચિત્ર છે. મારી પણ

કર્મકથની સાંભળવા જેવી છે; એમ કહી અથથી તે ઇતિ સુધીની વાત તેની પાસે મેં જાહેર કરી. આ વાત સાંભળી ભાઈ સાહેબ ખડખડ હસી પડયા, અને મને પુછયું.

તમો હાલ શું ધંધો કરો છો?
આંક તથા ફરકના દાવ લગાડું છું
આજે શું ધ્યાન બેસે છે?

મેં તો છકા ઉપર પાંચ રૂપીઆ લગાડયા છે.

વાહરે દોસ્ત વાહ! મેં પણ આજે "છકા" ઉપર દશ રૂપિઆ લગાડયા છે, તારા ધ્યાનમાં આજે શું ખરેખર છકો બેસે છે?

એમાં ધ્યાનમાં બેસવાનું તે શું હોય? આડે હાતરડે આશીર્વાદ" અભ, ગાભ, અને લાભનું ભવિષ્ય ભગવાન સિવાય કોઇ જાણતુ નથી.

તું ભુલે છે! અહીં હીમાલય તરફથી કોઈ મહાન તપસ્વી મહાત્મા આવ્યા છે, તેઓ પોતાના તપો બળથી બધું કહી આપે છે. રોજ અહીં ગાંજો પીવા આવે છે. અમારી વાત હજુ ચાલતી હતી, એટલામાં મહાત્માજી હાથમાં સતાર લઇ પધાર્યા, એક ભકતે ગાંજાની ચલમ બનાવી. ગાંજાની ચલમ પીધા પછી મહાત્માએ ભજન લલકાર્યું.

મંય કયા કયા વરફ કહું યારો, ઉસ શામ બરન અવતારીકી
શ્રી કૃષ્ણ કનૈયા મોરલીધર મનમોહન કુંજ બિહારીકી

ગોપાલ મનોહર સાંવલીયા ઘનશ્યામ અટલ બનવારીકી
નંદલાલ દુલારે સુંદર છબ બ્રિજ ચંદ મુકુટ ઝલકારીકી
કર દુધ લુટૈયા દુધ મખ્ખન રણછોડ નવલ ગીરધારીકી
બન કુંજ ફરૈયા રાસ રચન સુખદાઇ કાન મુરારીકી
હરઆન દિખાએ રૂપનએ હરલીલા ન્યારી ન્યારીકી
પત લાજ રખૈયા દુ:ખભંજન હર ભક્તિ ભુક્તાધારીકી
નિતહર ભજ હર ભજ રે બાબા જો હરસે ધ્યાન લગાતે હય
વોહ હરકી આશા રખતે હય હર ઉનકી આશ બુઝાતે હય

સંગીત મનુષ્ય માત્રનું દીલ હરણ કરે છે; મહાત્માજીએ પણ સતારાના ઝણઝણાટમાં નઝીરનું આ ભજન એવા સરસ મીઠરાગમાં ગાયું કે દરેકને બીજી વાર વન્સમોર કરવું પડયું.

મહાત્માજી મહાલક્ષ્મી પર હનુમાનજીના દેવળમાં ઉતર્યા હતા. હું હર હંમેશ તેને મળતો. ભોગીલાલ પણ વખતે મારી સાથે આવતો. મહાત્માને મેં મારી બધી કર્મ કથની કહી હતી. મારી વાત સાંભળ્યા પછી મહાત્માજી મને રોજ આંક તથા ફરક કાઢી આપતા. તે જે કહેતા તેજ આંક તથા ફરક આવતો. ચાર છ દિવસ સુધી તેમણે "ચોકા" નો તથા છકાનો આંક, તથા ૬૨-૪૨-૩૨ નો ફરક કાઢી આપ્યો હતો, તેજ આવ્યો. હું તથા ભોગીલાલ ચાર છ દિવસમાંજ બારસો તેરસો રૂપિઆ કમાયા.

આવો પ્રત્યક્ષ પરચો મળવાથી અમે બંને મહાત્મા પર

ફીદા થઈ ગયા. તેમની દરેક હાજત અમે સંભાળવા લાગ્યા. અનન્ય ભાવે રાત દિવસ તેમની સેવા કરવા લાગ્યા.
એક દિવસ અમે બંને મિત્રો મહાત્મા પાસે બેઠા હતા. ભોગીલાલ મહાત્મા વાસ્તે ગાંજાની ચલમ બનાવતો હતો; હું મહાત્માને પંખાથી વાયુ ઢોળતો હતો; એટલે મને ઉદ્દેશી તેઓશ્રી કહેવા લાગ્યા.

દેખ બચ્ચા વીઠુલદાસ ! મેં કલ ઇધરસે ચલ જાઉંગા, તુમ દોનો મિત્રો સલાહ સંપસે રહેના. તું બડા ભાગશાલી હે. તેરી અંગુલીમેં ચક્ર હય, ઓર કપાલમેં ત્રીપુંડકા ચિન્હ હય તું થોડે દીનમેં લખપતી બન જાયગા. મેરેકુ યાદ કરના, ભુલીઓ મત.

આ વાત સાંભળી હું બહુજ દીલગીર થયો. ચાર છ દિવસમાં તેમની કૃપાથીજ અમે ફતેહમંદ થયા હતા; તે ચલ્યા જશે; તો અમને આંક તથા ફરક કોણ કાઢી આપશે? એ વિચાર આવવાથી મેં હાથ જોડી તેમને જણાવ્યું.

મહારાજ ! આ દાસ પર કૃપા કરકે થોડા દીન ઇધર રહો તો કયા હરકત હય?

બચ્ચા ! એ નગરીમેં બહોત દીન રહેના ખરા સંત સાધુકો અચ્છા નહિ.

આપ ઇધરસે કહાં જાયગા?

પરમાત્માકી ઇચ્છા હોયગી તો મેરા બિચાર કાશી જાનેકા હય, કયા તેરેકુ કુચ્છ કહેના હય?

તેમનું આ બોલવું સાંભળી હું તથા ભોગીલાલ રડી પડયા. એ જોઇ મહારાજ બોલ્યા.

તુમ કાયકુ રડતા હે, તુમ દોનોકુ "ચોકે" મેં અચ્છી તરેહસે ધન મીલેંગા. ઈસ ચીડી તુમલો; ઇસમેં જો લીખા હય; વોહ તરેહસે ધંદા કરના; આમ કહી મહાત્માજીએ અમને એક ચીઠી આપી.

મેં બહુબહુ પ્રકારે તેમને મુંબઇ રહેવાની આજીજી કરી, પણ તેમણે માન્યું નહિ.

બીજે દિવસે મેં તેમને જોઇતી ચીજો લાવી આપી; તથા તેમના ચરણમાં મેં તથા ભોગીલાલે સો રૂપીઆ ધર્યા; જે લઇ મહારાજજીએ અમને આશીર્વાદ આપ્યો છેવટે તેમને દંડવત પ્રણામ કરી અમે મહાલક્ષ્મીથી છુટા પડયા

મહાત્માજીએ ચીઠીમાં શું લખ્યું હશે? એ વાત જાણવાની અમને બહુજ જીજ્ઞાસા હોવાથી અમે બંનેએ ચીઠી વાંચો. તેમાં લખ્યું હતું કે

પહેલે દીનકા આંકકુ છકે સે ગુણકાલ
બારા ઇસમે ભેલકર, રખો ફરકકા ખ્યાલ
ખેલે જો કોઇ આદમી, ઇસકા બેડા પાર
ગુરૂ ગોરખકા બચન હે, સત્યબાત નીરધાર

આ દોહરામાં લખ્યા પ્રમાણે હું તથા ભોગીલાલ દરરોજ આંક તથા ફરક લગાડવા લાગ્યા; પણ કોણ જાણે કયા ભવના પાપથી અમારા પાસા સીધા પડયા નહિ, અમારી પાસે બગના જે કંઇ રૂપીઆ હતા તે બધા ચોકાની મ્હોકાણમાં ચાલ્યા ગ ા.

આ વખતે ભોગીલાલે બહુજ સાહસ ખેડયો; ઓળખીતા સગાસંબંધીઓ પાસેથી ચાર પાંચ હજાર રૂપિઆ તેણે

દારૂ પેચથી કઢાવ્યા; જે બધા રૂપિઆ સટ્ટાગલીના હર મંદિરમાં હોમાઇ ગયા. આ સ્થિતિ નિહાળી ભોગીલાલ કલકત્તે નાસી ગયો.

હું એકલો પડયો. મારી પાસે કંઇ રહ્યું નહિ; જેથી લાચારીથી મારે પુનઃ મારકીટમાં સાઠ રૂપિયે નોકરી કરવી પડી બંદર પર તથા મારકીટમાં ઉઘરાણીની નોકરી કરનારને સખત રખડપટ્ટી થાય છે; તેમજ જોખમ સંભાળીને ચાલવું પડે છે.

# "ચોકા"ની મ્હોકાણમાં ઉઘરાણીનો દબ્બો ગુલ.

એક દિવસે મારવાડીની એક પેઢી પર મારે ઉઘરાણી જવું પડ્યું. પેઢીનો કેશીઅર બહાર ગયેલ હોવાથી હું નીચે ચા પીવા ગયો; એટલે રસ્તાપર તેજી મંદીના ગેરંટીવાળાં કવરો ફેરીયાઓ ચાર આને વેચતા હતા; તે મેં વેચતું લીધું. તેમાં અમેરીકન ફયુચરના આંક તથા ફરક બતાવેલ હતા; કવર ઉપર શરત હતી કે જો આ આંક તથા ફરક નહિ આવે તો પૈસા પાછા આપવામાં આવશે.

મેં કવર ખોલ્યું. તેમાં "ચેક" નો આંક તથા ૪૧ નો ફરક હતો. મને હિંમત આવી. હોંસમાંજ પચીશ રૂપીયા ચોકા પર તથા દશ રૂપિયા ૪૧ ના ફરકમાં લગાડી પાછો દુકાનપર ગયો.

અફસોસ ! બીજે દીવસે આંક તથા ફરક બંને ખોટા આવ્યા; છતાં હું હિમ્મતવાન બન્યો હૃદય પથ્થર જેવું કરી ભિષ્મ પ્રતિજ્ઞા કરી કે કાંતો "ચોકો' નહિ, કે કાંતો હું

નહિ" કેટલા દિવસ ચોકો ખાલી જશે? વહેલે મોડે મહાત્મા એ કહ્યું છે તેમ ચોકામાંથીજ હું લાખોપતી થઇશ. આમ વિશ્વાસ રાખી હું ચાહોમ ચોકાપર રોજ પચાશ સાઠ રૂપિઆ લગાડવા લાગ્યો. "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવત મને બરાબર લાગુ પડયું દેઢ બે માસમાં ઉઘરાણીના હજાર દોઢ હજાર રૂપિઆ હું ચોકામાં હારી ગયો; છતાં કમ ભાગી ચોકો નીકળ્યો નહિ.

વાંચક! કહે જોઇએ હવે મારે જીવીને શું કરવું? મારા જેવાના જીવનથી જગતને સાર શો? જીવીને જગતને તથા શેઠને શું મુખ બતાવું? નાત જાતમાં કોઇ પુછપરછ કરે તેને શો જવાબ દઉં? જ્યારે આ બધા પ્રશ્નના જવાબ દેવાની મારી સ્થિતિ નથી તો જીવવું શા માટે?

છતાં એક વખત કલકત્ત ભોગીલાલને પત્ર લખવો યોગ્ય ધારી નીચે મુજબ પત્ર લખ્યો.

વ્હાલાભાઇ ભોગીલાલ! તારા ગયા પછી મારા પૂર્ણ ભોગ લાગ્યા છે. 'ચોકે" મારી જીંદગીના ચુરેચુરા કર્યા છે. "ચોકે" મને ચોર બનાવ્યો, ચોકે મારી ચતુરાઇ હરી લીધી. "ચોકે" મને ચતરભુજ થવાની અણીપર મૂકયો છે.

બંધું તારા અલગ થયા પછી મેં ચોકાનાજ બહુ દાવ ખેલ્યાં છે. ચોકામાંથી જે ધન મેળવ્યુ હતું. તે ચોકામાંજ પલાન થઇ ગયું છે, ઉઘરાણીના પૈસાનું ચોકામાં પાણી થઇ ગયું છે ચોકે તને કલકત્ત બતાવ્યું; પણ મને તો ચોકો ઇશ્વરના દરબારમાં પહોંચતો કરશે એમ જણાય છે. પ્રિય સ્નેહાળ બંધુ! પ્રેમના બંધન તું તોડી નાખજે,

કારણુ કે અંત સમયે તેમ કર્યા સિવાય છુટકો નથી. મુંબઇ શહેરમાં મારી સાત આઠ વર્ષની કારકીર્દિનો ચોકાની મ્હોકાણે ભુરો અંજામ આવ્યો છે. ભોગીલાલ! ગઇ ગુજરી ભુલી જજે. મારા માટે શોક કરીશ માં! તું પણુ આજ પછી આ લાઇનમાં ચડીશ માં.

હીમાલયના મહાત્મા તને મળે તો ખુલ્લું જણાવજે કે 'તમારા જેવા છપન લાખ સાધુઓથી હિંદ ભુમિ હવે હીણાય છે" બીજાને ચોકામાંથી તથા ગોરખનાથના દોહરામાંથી લખપતી કરવા કરતાં હવે તો તમે તમારૂં ભવિષ્ય ઉજ્વળ કરો. તમારા ભગવાં કપડાંને પ્રભુ ખાતર કલંકીત ન કરો.

પ્રભુ કરશે તો ટુંક મુદ્દતમાં તને કલકત્તે મળીશ; હાલ તો આ પત્ર તારા તરફ રવાના કરી અહીંથીજ વીરમું છું

વ્હાલા વાંચક! તું કાઠીઆવાડી હો! ગુજરાતી હો! મારવાડી હો! કચ્છી હો કે ગમે તે હો. આ યુવકની કર્મ કથની બરાબર સમજજે. તેમાંથી યોગ્ય લાગે તે સાર ગ્રહણુ કરજે. પણુ તેની માફક "ચોકાનો સટ્ટો ખેલી લખપતી થવાની આશા રાખીશ નહિ.

આ વાત કોઇની અંગત લાગણી દુભાવવા અથવા કોઇ વ્યકતીપર આક્ષેપ કરવા લખી નથી, પણુ જાહેર હીત માટે લખી છે.

સટ્ટા ગલીમાં આવા કંઇક બનાવો બને છે ત્યાં જઇ ધ્યાન આપીશ, તો આ બાબતમાં તને ઘણું જાણુવા જોવાનું મળશે.

"અમેરીકન ફ્યુચરઆ આંકનો તથા ફરકનો ધંધો જુગારમાં ગણાયલો છે. આ ધંધો કરનાર તથા તેને ઉત્તેજન આપનાર બંને પર ક્રીમીનલ લાગુ

પડે છે. આ ધંધામાં અનેક કાવાદાવા ખેલાય છે. ગરીબનું આ ધંધામાં કામ નથી.

સટ્ટો ખેલી કોઇ મનુષ્ય લખપતી થયો નથી, થનાર નથી. ચાંદીના મરહુમરાજા ચુનીલાલ સરૈયા, શેઠ સાંગીલદાસ તથા બીજા અનેક લાખોપતી શેઠીઆઓ સટ્ટામાંજ ભીખ માંગતા થયા છે. પૂર્વના શુભ કર્મ સિવાય મનુષ્ય કદી પણ શ્રીમંત થતો નથી.

પૂર્વના સંચિતવિણ, લક્ષ્મી કદાપિ ના મળે,
માથું કુટી મરે માનવી, તોય આશ તેની ના ફળે;
કનક, કાન્તા, કીર્તિ મળવી, એ પ્રભુને હાથ છે,
માનવીનું શું ગજું? કર્ત્તા જગતનો નાથ છે.

શાંતિ ! શાંતિ ! શાંતિ !

---

# હીરા શેઠાણીનો શેઠ પર ભયંકર ગુસ્સો !

**શેઠ**—કેમ ! આજે કંઇ બોલતા નથી ?

**શેઠાણી**—ખબરદાર ! આજે મને ના બોલાવશો.

**શેઠ**—આટલો બધો ભયંકર ગુસ્સો કરવાનું કંઇ કારણ ? કંઇ બોલો તો ખરા!

**શેઠાણી**—શું બોલું. મારૂં કપાળ ? મેં કીધું ત્યાંથી રામો ધૂપેલ તેલ ન લાવ્યો, પણ ભળતેજ ઠેકાણે જઈ ફસાઇ આવ્યો. ઓય માડીરે ! હવે હું શું કરૂં ?

**શેઠ**—તમો ક્યાંથી ધૂપેલ તેલ ખરીદો છો ?

**શેઠાણી**—રામાને તેના ઠેકાણાની ખબર છે. શેઠે રામાને બોલાવી શેઠાણીના કહેવા મુજબ નીચે લખેલા ઠેકાણેથી ધૂપેલ તેલ મંગાવી આપ્યું.

અમારી દુકાનેથી શુદ્ધ વનસ્પતિમાંથી બનાવેલું ચોખ્ખું ધૂપેલ તેલ તથા આંબળાનું તેલ મળશે. આ તેલ વાપરવાથી બાલ કાળા ચકચકીત તથા રેશમ જેવા સુંવાળા રહે છે, એક વખત વાપરી ખાત્રી કરો. જુના અને જાણીતા

**શા. છગનલાલ હીરાલાલ ધૂપેલતેલવાળા.**

ઠે. સી. પી. ટેંકરોડ, પાંજરાપોળની ૩ ગલી સામે

મુંબઈ નં ૪.

---

આ પુસ્તક મુંબઈ, નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિન્દુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને મોહનલાલ વિઠ્ઠલદાસ ઠક્કરે ગીરગામ બેંકરોડ, જુની પોસ્ટ ઓફીસ પાસે C/o સુંદરજી વસરામ મુંબઇ નં. ૪. માંથી પ્રસિદ્ધ કર્યું છે.

તમોને આમંત્રણ છે.

ક્યાં ?

કાલબાદેવી ઉપર ઠક્કર બ્રધર્સને ત્યાં



કારણકે ત્યાં જાતજાતની ટોપીઓ ખરીદવાનું
મહાન મથક છે.

દર શની, રવી, અને બુધવારે ગમે તે કીંમતની ટોપી
ખરીદવાથી ઈનામો તદ્દન મફત મળે છે.



જથાબંધ ટોપીઓ ખરીદવાનું મથક

# ઠક્કર બ્રધર્સ.

એકલા માલેક—માવજી માંડણ.

કાલબાદેવી રોડ, અળસીના પાઠીયા પાસે, મુંબઈ ૨